# માત્ર એકજ પૈસો

( જુગારનું અનિષ્ટ પરિણામ દર્શાવતું એક જીવતું દૃષ્ટાંત )

લેખક અને પ્રકાશક:—

વિજયશંકર વિ. હિમતરામ ધોળકીઆ

ભુજ.

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

પ્રત ૫૦૦ આવૃત્તિ ૧ લી.

વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું.

ઠે. પાનાભાઇની વાડીમાં—અમદાવાદ.

અમુલ્ય

# માત્ર એકજ પૈસો

( જુગારનું અનિષ્ટ પરિણામ દર્શાવતું જીવતું દ્રષ્ટાંત )

(૧)

" ગંગા ! આ બધું શું સંભળાય છે ? " શ્રાવણ મહિનાની શુદ ચોથની રાત્રિએ રમાકાન્તે તેની પત્ની ગંગા સાથે હિંડોળે ઝુલતાં ઝુલતાં પુછ્યું.

" શું સંભળાય છે, નાથ ! " ગંગાએ આશ્ચર્ય પામતાં પતિદેવ તરફ આતુર નયને જોતાં પુછ્યું

" સાંભળું છું કે હમણાં શ્રાવણ મહિનો ચાલતો હોવાથી આપણા ગામમાં સ્ત્રીઓ અને છોકરીઓ જ્યાં ત્યાં જુગાર રમતાં શીખી છે ? "

કાન્તાએ નિર્દોષ ભાવે ઉત્તર આપ્યો " હા નાથ ! શ્રાવણ મહિનો પર્વોનો મહિનો છે. તેમાં સ્ત્રીઓને કરવાનાં અનેક વ્રતો આવે છે વ્રતોના દિવસે અપવાસ કરવાના હોય છે તેથી દિવસ પસાર કરવા સારૂં કોઇ પત્તાથી તો કોઇ કોડીથી અને કોઈ પત્તાના પડમાં પૈ-પૈસો મંડવી રમે છે અને કોઇ કોઇ રાસ વીગેરે ગાઇને પણ દિવસ પસાર કરે છે.

" પણ ગંગા ! તું જાણે છે કે એ પવિત્ર તહેવારોને દિવસે રાસડા ગીતો વિગેરે સુંદર પ્રસંગોનો ત્યાગ કરી જુગાર રમવામાં કેટલું પાપ છે ?"

" પણ જુગાર કોણ રમે છે ? એતો સ્હેજ પડમાં પૈ કે પૈસો મંડવે એ કાંઇ જુગાર કહેવાય ! " ગંગા સ્ત્રી સમાજનો પક્ષ લેતાં બોલી.

" શું પૈ કે પૈસાથી રમવું તે જુગાર ન કહેવાય ? એ પણ જુગાર તો ખરોજ. તું જાણે છે કે જુગારથી કેવાં કેવાં મહાન અનિષ્ઠ પરિણામો આવેલ છે ? જુગારથી જ પાંચ પાંડવો સતિ દ્રૌપદી અને સવ સંપત્તિ હાર્યા અને સત્યાનાશી મહાભારતનુ યુદ્ધ થયું. "

" પણ આ કયાં એવડો મોટો જુગાર છે ? પૈ–પૈસાથી રમવાથી કાંઇ રાજ્યો જાય નહિં. તમે પુરૂષો વાતના વાતોડા પણ બહુ કરી નાંખો. "

ગંગાએ રૂસણું લેતાં કહ્યું.

રમાકાન્તનો ચ્હેરો ગંભીર બન્યો. તે સત્તા સુચક સ્વરે બોલ્યો " શું ? પૈ કે પૈસો એ ન્હાનો જુગાર છે ? ગંગા ! હજી તને દુનિયાનો અનુભવ નથી. એ જુગાર નહિં પણ જુગારનું બીજ કહેવાય. તે બીજમાંથી સૃષ્ટિને ઢાંકીદે તેવડું મહાન વૃક્ષ થાય અને તેજ વિનાશનું કારણ બને. અને સાંભળું છું કે તું પણ પૈસાથી રમે છે! "

ગંગા શરમાઇ ગઇ. મૂખ નીચું કરતાં બોલી " કોઇ કોઈ વખતે રમુ ખરી. પણ તે એકજ પૈસાથી, તે હારી જાઉં તો પછી ન રમું. "

" ગંગા ! પ્રતિજ્ઞા કરીશકે આજથી પૈ કે પૈસાથી કયારે પણ જુગાર રમીશ નહિં. " ગંગાનો હાથ પોતાના હાથમાં લેતાં રમાકાન્તે કહ્યું.

ગંગા પોતાનો હાથ પતિના હાથમાંથી સરકાવતાં બોલી " ના, પ્રતિજ્ઞાતો ન કરૂં. કદી કોઇ સહીયર આગ્રહ કરે તો ના ન કહેવાય. "

" ત્યારે શું પતિ આજ્ઞા કરતાં સહિયરનો આગ્રહ વિશેષ ? ગંગા ! તારા પતિદેવની તું આટલી પણ વાત નહિં રાખે ? તારી

પતિભક્તિ ક્યાં ગઇ? આટલી મીઠાસ ક્યાં ગઇ? મારી આટલી વાત પણ નહિં રહે? ગંગા! તું મને પતિ તરીકે અને પતિને દેવ તરીકે માનતી હોતો પ્રતિજ્ઞા કર કે હવેથી કદીપણ જુગાર રમીશ નહિં"

ગંગા બોલી શકી નહિં તેની આંખોમાં અશ્રુ ઉભરાયાં- તેણી ગળગળા સ્વરે બોલી "નાથ! પ્રતિજ્ઞા તો નહિં લઉં પણ આપનાં શરીરને સ્પર્શ કરી કહું છું કે હવેથી હું પૈસાથી ક્યારે પણ જુગાર નહિં રમું."

"પ્રતિજ્ઞા નહિં લે?" રમાકાન્તે પુનઃ પૂછ્યું.

"આપ મારા દેવ છો. આપનાં શરીરના સ્પર્શ ઉપરાંત શું પ્રતિજ્ઞાનું મૂલ્ય વિશેષ છે?" ગંગાની આંખોમાં શ્રદ્ધા દેખાતી હતી.

રમાકાન્તે તેણીના અધર પ્રાન્તે પોતાના અધરની સત્તા બેસાડી એકાકાર કર્યો. તે પુનઃ બોલ્યો "અને ત્યારે એમ પણ કહે કે હવેથી જો કોઇ બીજાં પણ રમતાં હશે તો તેઓને પણ રમતાં અટકાવીશ જ્યાં જુગાર રમાતો હશે ત્યાં જઇશ પણ નાહિં"

ગંગા નિરૂત્તર રહી રમાકાન્તે ફરી પૂછ્યું. ગંગા દબાયલા અવાજે બોલી "કોઈ સંયોગોવસાત્ જવું પણ પડે પરંતુ રમીશતો નહિંજ."

(૨)

"કેમ, ગંગા! રાસમાં ઢોલે રમવા ચાલશે કે?" એક સહિયરે ગંગાનાં ઘરમાં પ્રવેશ કરતાં ઉલ્હાસથી પૂછ્યું.

"આવશે એટલે? આવવું જ પડશે. ત્રણ ત્રણ દહાડા થયા દેખાતી પણ નથી. શું તુંજ એક પરણી છો અને બીજાં બધાં જાણે—"

બીજી સહિયર વાક્ય પૂરૂં કરે તે પહેલાંજ ત્રીજી બોલી ઉઠી "ના–રે–ના, એના કહાન આગળ આપણે કોણ હિસાબમાં શું

તને પતિ સાથેની રાતો પસંદ છે અને બીજાંને નહિ હોય ? બધાંને હોય આતો પર્વના દિવસો છે. વ્રત છે. સરખી સહિયરો મળી એ રાસ ગાઇએ, પત્તે રમીએ, કોડીથી રમીએ–એ બીજું શું ?

કાન્તાએ હસીને જવાબ દેવાની કોશેશ કરી પણ હસી શકાયું નહિં પરાણે હસી પણ હાસ્યની સ્વાભાવિકતા લાવી શકી નહિં તે બોલી " ઢોલે રમો અને માત્ર રાસ લ્યો તો આવું બાકી પત્તાથી કે કોડીથી રમીશ તો નહિં જ "

" હવે ચાલ તો ખરી, ચાલ–રાસ જ લઇશું " કહી એક સહિયર ગંગાને ખેંચવા લાગી ગંગા ઘસડાઇ. મને કે કમને મનની નિર્બળતા ને અંગે જવું તો પડયું જ સહુ રાસમાં ગયાં.

રાસમંડળ રચાયો હતો. વચમાં એક પ્રૌઢા સ્ત્રી ઢોલ તાલથી વગાડતી હતી. આસપાસ યુવતિ મંડળ સુંદર ગીત ગાતું ઘુમતું હતું. પણ રાસમાં રસ લેનાર થોડાં હતાં. મોટો ભાગતો પૈસાથી કે કોડીથી પત્તે કે પાટલી રમવામાં મચ્યો હતો. ગંગાનું હૃદય આખરે નારી હૃદયને ? નિર્બળતો ખરૂંજને ? સોળ વર્ષની ન્હાની વયવાળીને એટલું આત્મબળ ક્યાંથી હોય ?

રાસ રમતાં રમતાં તેણીની નજર પત્તે રમનારાં ઉપર પડે પડેલી ટેવ કાંઇ ચાર છ દિવસમાં જાય ? તેમાં પણ વળી બાળક ! તે જોતી કે– એક હારે છે–બીજી જીતે છે. જીતનારી આનંદમાં આવી ડબલ રમે છે. ફરી જીતે છે. કોડી કે પૈસાથી હાથ કે ખોળો ઉભરાઇ જાય છે. મનને બહુ વાર્યું, બહુ રોકયું પણ ઉગતી યુવાનીને ! ધીરે ધીરે રાસમાંથી જુદી પડી. એક જુથ પાસે આવી ઉભી. વચ્ચે વચ્ચે બીજી એક સહિયરને સુચના કરવા લાગી. તેની સુચનાથી જીત થવા લાગી. તેણીને રમવાનું કહેવામાં આવ્યું. તેણીએ ચોખ્ખી ના કહી. એક બીજી સહિયરે તેણીના નામથીજ રમવા માંડયું. તેમાં તે જીતતીજ ગઇ. સહુને લાગ્યું કે ગંગા ભાગ્ય-

શાળી છે, ગંગાને પણ જણાયું કે કદી તેણી પોતે પણ રમે તો હારે તો નહિં જ.

એમ કરતાં અઠવાડીઉં ગયું. હમેશાં રાસમાં જતી પણ પતિદેવનો હૃદય પ્રદેશમાં સાક્ષાત્કાર કરી નરમવામાં અડગજ રહેતી.

આખર જન્માષ્ટમી આવી. હંમેશની માફક આજ પણ ગંગા રાસમાં આવી હતી. આજતો જન્માષ્ટમીનો દિવસ! પૈસાથી રમવું જ જોઇએ. સારાં પ્રતિષ્ઠિત ઘરનાં લોકો પણ આજતો પૈસાથી રમેજ. આજનો મેળો મોટોહતો. ગંગાની સહિયરો ઘણી હતી. આજ રાસ કોઇ રમ્યું નહિ. સહુ કોઇ પત્તે રમતું હતું. ગંગા એક જુથમાં માત્ર જોવા બેઠી. આજ સાધ્વી કહેવાતી સ્ત્રીઓ પણ મહા આનંદથી પૈસે રમતી હતી. ગંગાને રમવા માટે આગ્રહ થવા લાગ્યો પણ તેણીએ ના કહી.

એક સાધ્વી સ્ત્રી બોલી " ગંગાબાઇ! આ કંઇ જુગાર ન કહેવાય તેમાં વળી આજ તો શ્રી કૃષ્ણ પરમાત્માનો જન્મ દિવસ! કદી આજ જુગાર રમીએ અને તે પાપ ગણાતું હોય તો તે પાપ પણ માફ થાય. શ્રીકૃષ્ણ જન્મના આનંદમાં પાપો પણ પૂણ્યના સ્વરૂપમાં ફરી જાય. એમ છતાં પણ આ ક્યાં જુગાર છે? તમે પૈસે ન રમશો. કોડી મંડવજો "

ચારે તરફ બહુજ ખેંચતાણુ થવા લાગી. કાન્તા મનમાં વિચરવા લાગી "કોડીથી રમવાને ક્યાં ના કહી છે?" તેણી લલચાઇ આત્મા નિર્બળ બન્યો. કોડીથી રમત શરૂ કરી **વિનાશનું બી રોપાયું.**

પ્રથમ કેટલાંક પડ જીતી. પણ પછીથી હારવા લાગી. સઘળી કોડી હારી ગઇ. પ્રથમ જીતેલ પડમાં કોડાં સાથે કેટલીક સ્ત્રીઓએ પૈસા મંડવેલ તે પણ તેના પાસે આવ્યા હતા. કોડીઓ સઘળી હારી ગઈ ત્યારે ઉઠવા લાગી. પણ બીજી સ્ત્રીઓ તેણીને ક્યાં જવા દે તેમ હતી?

એકજણી તેને ઉઠતાં અટકાવતાં બોલી " બ્હેન ચાલ્યાં ક્યાં? રમવું પડશે. તારા પાસે પૈસા તો છે. આંહીના પૈસા ઘેર લઇ ન જવાય ચાલ-મંડવ "

ગંગા મુંઝાઇ તે રાત્રી યાદ આવી ધર્મ સંકટમાં પડી સહુ બાઝી પડયાં પરાણે બેસાડી ગંગા ધ્રુજતે હાથે રમવા લાગી, પ્રથમ એક પૈસો મૂક્યો જીત થઇ. ફરી મૂક્યો, જીત થઈ. ઉલ્હાસમાં રાત્રી ભૂલી. મોટાં પડ શરૂ થયાં. હારવાલાગી પોતા પાસે કેટલા પસા છે. તે યાદ ન રહ્યું. હવે, બાઝી ઉલટી હતી. જે જીતી હતી તે કહેવા લાગી " બ્હેન પૈસા આપી જા. નહિ તો રમત રમ. હું ઉધાર આપું છું. પછી આપી દેજે." " બહુ તાંતણુ બળીઉ" ફરી રમત શરૂ થઈ એક એક પૈસો કરતાં પંદર રૂપીઆ હારી. જે જીતી હતી તે સ્ત્રી હલકાં કુળનીઅને ઉચ્છૃંખલ સ્વભાવની હતી. ગંગા રડવા જેવી બની ગઇ. તેણી ગળગળા સ્વરે બોલી " બ્હેન તારા રૂપીઆ સગવડે આપી દઇશ. "

પણ પેલી સ્ત્રી ક્યાં જવા દે તેમ હતું. ગંગાની આંગળીએથી વીંટી ઉતરાવી. પણ કીમતની ખબર ન હોતાં બોલી "મારા ધણીને કીમત પૂછી તને આવતી કાલ જવાબ આપીશ"

ગંગા રડતાં હૃદયે ઘેર ગઇ.

બીજે દિવસથી ગંગા રાસમાં ગઇ નહિં. ત્રણ ચાર દહાડા પછી પેલી સ્ત્રીએ ગંગાને કુવે પાણી ભરતાં પકડી અને રૂપીઆની વાત કહાડતાં કહ્યું કે વીંટી અગીયાર રૂપીઆની થઇ. બાકીના રૂપીઆ ચાર તરત આપી દે જે."

**ગંગા બીજા રૂપીઆ ક્યાંથી દે !**

**( ૩ )**

દિવસ પછી દિવસ જવા લાગ્યા. ગંગા રૂપીઆ આપી શકી નહિં. જે વીંટી આપી હતી. તે વીંટી રમાકાન્તની હતી. તેના ઉપર

રમાકાન્તનું નામ કોતરેલું હતું. કદી રમાકાન્ત તે વીંટી જોવા માગે કે કદી ક્યાંય તે તેના જોવામાં આવે તો શું દશા થાય ? આ વિચાર આવતાં ગંગા ચમકી કોઇ રીતે પણ રૂપીઆ આપી વીંટી તો લઇ લેવી. પણ રૂપીઆ કહાડવા ક્યાંથી ? આખરે એક દહાડો તક મળી, રમાકાન્ત એક દહાડો કોઇ સમાજની સભામાં ગયેલો રાત્રે પહેરી જવાનાં તેનાં કપડાં જુદાં હતાં, ગંગાને કાંઇ યાદ આવતાં તે ઉઠી દિવસમાં પહેરવાના કપડાંમાં જાકીટ હતું તેમાં કુંચી ખોળી, કુંચી મળી, પેટી ઉઘાડી. ધ્રુજતે હાથે માત્ર રૂપીઆ પંદરની નોટો કહાડી. પેટી બંધ કરી ચોરી કરતાં હૃદય કંપી ઉઠયું. શરીર આખું પરસેવાથી ભીંજાઈ ગયું. પણ માત્ર **એકજ પૈસાનું આ પરિણામ હતું.** તેણીએ પ્રતિજ્ઞા કરી કે હવેથી કયારે પણ કોડીથી એ રમીશ નહિ. !

બીજે દહાડે તે સ્ત્રી કે જેને હવે આપણે રાધાના નામથી ઓળખીશું તે ગંગાને મળી ગંગાએ કહ્યું " તારા રૂપીઆ બધા લઇ જા અને મારી વીંટી પાછી આપીજા. "

રાધા બોલી " વીંટીતો મારા પાસે નથી, મારા ધણી આગળ છે રૂપીઆ આપ હું વીંટી કાલે લાવી આપીશ. "

સ્વાર્થ આંધળો છે ગંગાએ રૂપીઆ આપી દીધા. રાધા હસતાં હસતાં ચાલી ગઈ ગંગા આશા ભર્યા હૃદયે ઘર તરફ વળી.

રાધાનું ઘર દેશાઈઓના ફળીઆમાં જ હતું. રાધાનો પતિ જેમલ દેશાઈની પેઢી ઉપર ગાડીવાનનું કામ કરતો હતો. રાધા દેશાઇ કુટુંબમાં પરચુરણ કામ કરતી હતી. દેશાઇનાં કુટુંબો વચ્ચે તેવાં કેટલાંએ કુટુંબો પળતાં હતાં. પરંતુ પાછાં તેવાં નિમકહરામ કેટલાંએ કુટુંબો કેટલાંએ દેશાઇ કુટુંબોનું સત્યાનાશ પણ કહાડતાં હતાં. રાધાનું કુટુંબ પણ તેમાંનું એક હતું.

ભોળી ગંગાએ રાધાને સરળ હૃદયા સમજી પોતાનું પેટ આપી દીધું. વીંટી શા માટે પાછી માગે છે તે પણ કહી દીધું હતું. રાધા બહારથી ભોળી તેમજ ભક્ત જેવી દેખાતી હતી. પરંતુ ખટપટ કરવામાં કુશળ હતી. ઘણાં દેશાઇ કુટુંબોમાં તે ભજન કરવા જતી. દેશાઇ કુટુંબની ઘણી સ્ત્રીઓ તેણીને સાધ્વી દેવી સમજતાં પણ રાધા દેવીનાં સ્વરૂપમાં સાક્ષાત્ ડાકણ હતી. રૂપીઆનો લોભ વધ્યો રાધાએ બધી વાત જેમલને કહી. જેમલ રાજારામ દેશાઇને ત્યાં અવાર નવાર આવતો જતો. રાજારામ દેશાઇ ગંગાના સસરા થાય. જેમલની દ્રષ્ટિ ગંગા ઉપર તો કયારનીએ પડી ચુકી હતી. પરંતુ પતિ પરાયણા ગંગા ખાનદાન કુટુંબના સંસ્કારમાં ઉછરેલી ગંગા તેને ધિક્કારતી જેમલ ઘરમાં આવે તે તેણીને ગમતું નહિં.

શ્રીમંતપણાની દુષિત હવામાં પોષાતા શ્રીમંતો પોતાના ઘરની બાબતમાં એટલા બધા બે દરકાર રહે છે કે જેને પરિણામ કેટલાકનેતો કાળાં કલંકો સહિત જીંદગી પૂરી કરવાનો વખત આવી જાય છે. રાધા જેવી હજારો રાધાઓ, જેમલ જેવા હજારો જેમલો દેશાઈ કુટુંબોમાં રેસમના કીડાને પેઠે કેટલાએ દેશાઈ કુટુંબોને અંદરથી ખાઇ નાશ કરી દીધાં છે, આજની દુનિયામાં તેના જીવતા જાગતા દાખલાઓ હજારો બન્યા છે, અને હજી પણ બન્યા જાય છે.

જેમલે વીંટીને પોતાનું સાધન બનાવવા ધાર્યું. રાધા સાથે કહેવડાવ્યું કે "બીજા પચાસ રૂપીઆ આપે તો વીંટી મળશે નહિતો તે સુગારના લ્હેણાં પેટે રહેશે."

ગરીબ બીચારી ગંગા ! તેણીને આ સંદેશો પહોંચતાંજ આકાશ તુટી પડવા જેવું થયું. પચાસ રૂપીઆ કહાડવા કયાંથી ? વીંટી ગમે તે ભોગે પાછી મેળવવી જ. બીજા રૂપીઆ કયાંથી ચોરી કરી લાવવા ?" વિચાર કરતાં કાંઇ રસ્તો કહાડી શકી નહિં, આખર તેણી રડી પડી.

રાધાએ એક રસ્તો બતાવ્યો. તેણીના ગળાંમાં સોનાની માળા હતી, તે વેચી તેમાંથી કરજ વાળી વીંટી પાછી મેળવી શકાય. તે માળા ગંગાની માની હતી. ગંગાને એ રસ્તો ઠીક દેખાયો. રાધામાં વિશ્વાસ હતો, માળા કહાડી આપી. દોઢસો રૂપીઆની માળાના રાધા ચાળીશ લાવી. ગંગા આંહી પણ ઠગાઈ. પચાસમાં ચાળીશ ભરાયા પણ બાકીના દશ કયાંથી કહાડવા? બીજા દાગીના હતા પણ પીયરના ન હતા. અને જે હતા તે સાસુના કબજામાં હતા. સૌભાગ્ય સૂચક દાગીના તો આપી શકાય નહિં!

રાધા ગંગાની મુંઝવણ સમજી ગઇ. તેણી પોતાનો વિશ્વાસ વધારે બેસાડવાનો પ્રયત્ન કરતાં બોલી "ગંગાબાઇ! એમાં મુંઝાવછો શાને? જ્યાં સુધી રાધા છે ત્યાં સુધી તમને શું પરવા છે. લ્યો-હું મારા ધણીને સમજાવીશ. બનશે તો વીંટી પણ પાછી લાવીશ. તમે પરમદીવસ જગન્નાથ શેઠને ત્યાં મળજો." કહી રાધા ચાલી ગઇ.

(૪)

જેમલ કોઇ રીતે સમજ્યો નહિં. વીંટી કે માળા પાછાં આપ્યાં-જ નહિં રાધાંએ બહુ જીદ કરી ત્યારે રાધાના કાનમાં કાંઇ વાત કરી રાધા પ્રથમ તો ચમકી પણ જેમલના સમજાવવાથી સમજી હસતાં હસતાં બોલી "એમાં તે શું મોટી વાત છે? લેને કાલેજ ભેટો કરાવી આપું! પછી તો તમારામાં જોઇએ એક વાર ફુલ પગ નીચે કચરાશે તો ફરી તેની પાંખડી ઉંચી ઉપડી નહિં શકે રાંડને અહંકાર પણ તેટલો જ છે."

પોતાની જાળ પાથરવાના ઉદ્દેશથી રાધા દરરોજ રાજારામ દેશાઇને ત્યાં આવવા જવા લાગી. ગંગાને કહી દીધું કે તારા એક પૈસાવાળું કરજ મટી ગયું છે. મારા ધણીને સમજાવી દીધો છે. વીંટી એક બે દિવસમાં પાછી આપી દઇશ. ગંગા રાજી થઇ. રાધાએ ધીરે ધીરે રાજારામ શેઠની વહુ પાસે ભજન કરી, કથાની

વાતો કરી પોતાનો વિશ્વાસ જમાવવા માંડયો. એક દિવસ સમય અનુકુળ જોઇ હસતાં હસતાં બોલી " બા ! આજ ચાર પાંચ દહાડા થયા અમારે ત્યાં એક માતા આવ્યાં છે. બા ! શું તેની ભક્તિ ! આહાહાહા ! શું તેનો મીઠો કંઠ અને મીઠાં ભજનો સાંભળતાં જાણે વૈકુંઠમાં બેઠાં હોઇએ એમ લાગે. બા ! એકવાર સાંઝે તમે અને ગંગાવહુ આવો અને સાંભળી જાવ. પણ તમે મોટાં માણસ આવો પણ શાને ? પણ ગંગાવહુને જરૂર મોકલજો. જુઓને રોજ સાંઝે શંકરજીભાઇના ઘરનાં વહુ દીકરી, દયા૦જીભાઈની વહુ ખેમરાજ ભાઇનાં ઘરનાં આવે છે. આજ તો આપણા સગા પડોશી જગજીવન શેઠના ઘરનાં વહુ છોકરાં આવનાર છે. તો સાંઝે ગાડીમાં ગંગાવહુને મુકજો મારા સમ ! જરૂર મુકજો. આપણા કુટુંબનો મલાજો સચવાય તેટલા માટે અમારા ઘરમાં ભાઈ માણસ પણ તે વખતે કોઈ રહેતું નથી. જરૂર મુકજો."

ગંગાએ તો ના કહી પણ જ્યારે સાસુએ આજ્ઞા કરી ત્યારે ના કહી શકાય નહિં. જગજીવન શેઠનાં છોકરાં જતાં હોય તો જવામાં શું વાંધો ?

સાંઝના ત્રણ વાગે સીગરામ ગાડી આવી, જગજીવન શેઠ ગામમાં મોટા ગણાતા. એનાં બૈરાં બહાર જાય તો ગાડીમાં જ જાય આટલો બધો બંદોબસ્ત હોવા છતાં એના ઘરની સ્ત્રીઓને જુગારનો ચાળો લાગ્યો હતો. જુગારમાં રાધા વરની મા બનતી. જુગારને કારણેજ તે સધળી સ્ત્રીઓ રાધાની આજ્ઞામાં રહેતી. આજની જાળમાં પણ રાધાનાં હથિયાર તેઓજ બન્યાં હતાં સહુ કોઇ પોતાની નાત વધારવા પ્રયત્ન કરે.

ગંગા ગાડીમાં બેઠી. હસતાં વાતો કરતાં સહુ ચાલ્યા. સીગરામ ગાડી તો ગામની બહાર ચાલી ગંગાએ પૂછયું " અનુસયા બહેન ! આપણને તો રાધા માસીને ત્યાં જવાનું હતું ને ? ગાડી તો ગામબહાર જાય છે ! "

અનુશયા હસતાં હસતાં બોલી "હમણાં ભાવેશ્વરનાં દર્શન કરવા જઇએ છીએ. જુઓને આજ સોમવાર હોતાં અમારાં ભાભી લત્તાગૌરીને વ્રત છે. પણ ગંગાબ્હેન! આ શ્રાવણમાં તમે તો ખુબ જીત્યાં! નશીબવાળાં તો ખરાં જ. પણ પાછળથી થોડું હાર્યાં પણ હતાં ખરૂં ને?"

ગંગાનાં ચક્ષુ આગળ બધો દેખાવ ખડો થઇ ગયો. તેણી અધોવદને બોલી "હા, હારી ખરી પણ થોડું. અમે તમારા પેઠે મોટાં પડો તો ન મંડાવીએ. પૈસો મંડવતાં તે કેટલુંક હરાય? પણ તમારાં ભાભી તો હું ભુલતી ન હોઉં તો જન્માષ્ટમીને દિવસ બહુ હાર્યાં. એકાદ કડું, એરીંગ વળી કાંઇ થોડા રૂપીઆ પણ હાર્યાં. પણ અનુશયા બ્હેન! તમે હારી જાઓ પછી ઘરમાં શું જવાબ દયો? પછી કહાડો કયાંથી? અજ્ઞાન ગંગાએ આતૂર નયને પૂછ્યું.

અનુશયા હસતાં હસતાં બોલી "એતો રમત છે. અમને તો રાધાએ એવો ઉત્તમ રસ્તો બતાવ્યો છે કે હારીએ તો પણ ઘરમાં ખબર ન પડે. તમે પણ આગળ જતાં એ રીતથી જાણીતાં થઇ જશો. જે દિવસ જુગારમાં જીતીએ તે દિવસ જીતેલા રૂપીઆ ઘરના પુરૂષો દેખતાં ગરીબોને દાન કરીએ એટલે તે પણ બીચારા રાજી થાય. અમારે ત્યાં કોઇ કોઇ વખતે મોટા મોટા શેઠીઆઓ અને અમલદારો આવીને એવડાં મોટાં મોટાં પડો મંડવી રમે છે કે આપણી તો છાતી પણ ફાટી જાય. તે વખતે અમને પણ મન થઇ જાય ત્યારે રાધાને બોલાવીને રમીએ. રાધા બીચારી ઘણું જ સારૂં માણસ છે હો"

એટલામાં મંદિર આવ્યું. ગાડી ઉભી, અનુશયાની વાતો સાંભળતાં ગંગા તો દીંગજ બની ગઇ. સહુ ઉતર્યાં. મંદિર ગામથી બે માઇલ દૂર એક ઉંચી ટેકરી ઉપર હતું. આંહિ જવલેજ માણસો દર્શન કરવા આવતાં ઉપર શિવનું મંદિર, મંદિરને પડખે બે ઓરડા

હતા. પૂજારીને શિવ માટે નૈવેદ્ય લેવાને બ્હાને ફ્રીઓ આપે ગામમાં મોકલ્યો. સહુ ઉપર ગયાં. જેમલ તો જગજીવન શેઠનો ઘરનો માણુસ તેથી સ્ત્રીઓ સાથે ઉપર ગયો. બીજો એક પટાવાળો પણ અનુશયાનો અંગદ વિશ્વાસુ હોતાં તે પણ ઉપર ગયો. સાંઝના પાંચ વાગ્યા હતા. સઘળે શાંન્તિ પથરાઇ ગઈ હતી. સહુએ મંદિરમાં દર્શન કર્યાં સહુ વિસામો ખાવાના ઉદ્દેશથી એક ઓરડામાં એકઠાં અનુશયા તથા લત્તાગૌરી સાથે જેમલે તથા પટાવાળાએ મશ્કરી કરવી શરૂ કરી. સારાંકુળને લજવે તેવા ચેન ચાળા શરૂ કર્યા. ગંગા પ્રથમ તો સમજી શકી નહિં પછી ગભરાણી. અંગે પ્રસ્વેદ છૂટયો. તે ગભરાયલા અવાજે બોલી "અનુશયા બ્હેન ! તમે સારા માણુસને નોકરો સાથે આવી છૂટ શોભે નહિં હો ! ચાલો જલદી ઘેર જઇએ."

અનુશયા અને લત્તા હસી પડયાં. જેમલે ગંગાની વીંટીની વાત રસભરી રીતે મશ્કરી કરતાં સહુને કહી સંભળાવી. સહુ હસવા લાગ્યાં. જેમલ ગંગાને વીંટી બતાવી બોલ્યો "જુઓ, વીંટી આ રહી પણ એક વાત અત્યારે માનો તો વીંટી મળે. નહિંતો આ વીંટી તમારા વરને બતાવી તમને તો ઘરની બહાર કહડાવીશ. બોલો શું મરજી છે ?" જેમલ પુનઃ હસવા લાગ્યો સહુ હસવા લાગ્યાં હસતાં હસતાં સહુ એક બીજા ઉપર પડવા લાગ્યાં.

ગંગા ગભરાઇ ગળે ડુંચો આવ્યો હોય તેવું થયું બોલી શકી નહિં. તે ઉઠી નીચે જવા આગળ ચાલી કે જેમલે તેનો હાથ પકડી ચારે જણુની વચ્ચે નાંખી. ગંગાએ તિક્ષણુ ચીશ પાડી પણ પહાડ ઉપર તે કોણ સાંભળે ? પટાવાળાએ તેનો ચોટલો પકડી નીચે પછાડી તેના મુખમાં ડુંચો દીધો. અનુશયા દૂર ઉભી રહી હસવા લાગી અને બોલી "તોડ રાંડનો તોબરો. રાંડ, હીંડજે હવે માથું ઉંચું કરીને જુગારનાં ફળ અમે તો ચાખ્યાં હવે તું પણ ચાખતી જા."

નિર્દોષ સતી ઉપરનો આ અત્યાચાર કુદરતથી પણ સાંખી ન શકાયો. આકાશમાં એકાએક વંટોળીઓ આવ્યો જાણે આ પિશાચી

મથી શિવજી રાજી નહોય તેમ મંદિરના દરવાજા તોફાનથી પોતાની મેળે બંધ થઇ ગયા. સૂર્ય નારાયણ પણ રક્તવર્ણ ચ્હેરે મેઘયુક્ત કાળાં વાદળાંમાં છૂપાયા. મંદિરનો પૂજારી હજી આવ્યો ન હતો. કળીયુગની પરંપરા તાદ્રસ્ય થઇ. ગંગા બેહોશ હતી.

વાઇ આવ્યું છે કહી બીજા પટાવાળાને નીચેથી બોલાવ્યો. ત્રણે જણ મળી નીચે ઉતારી ગાડીમાં નાંખી. અરધે કલાકે ગંગા શુદ્ધિમાં આવી. અનુશયા તેને ધીરજ આપતાં બોલી "ગંગા ! એમાં ગભરાવાનું શું છે ? પ્રથમ એવું લાગે અમારી નાતમાં તું વધી આપણાં દેશાઇ કુટુંબમાં જુગારને પરિણામે તેવી નાત મોટી છે. હવે હું તને તે બતાવીશ. જાઇશ ત્યારે તને ખબર પડશે. તારે પસ્તાવા જેવું કશું નથી. પ્રથમ જુગારનો ચરશ ચડે છે તે કેમે ઉતરતો નથી. હારતાં ડબલ રમાય છે. એમાં પાપ પૂન્ય જેવું કાંઇ નથી. સાંભળ આપણી ફલાણી-ફલાણી બ્હેનો બધી આપણી નાતમાં છે જેમલ કે રાધા જો ન હોય તો કોણ જાણે આપણા કેટલાએ ભવાડા થાય. આતો આટલેથી જ છૂટકો થાય છે."

ગંગા આખો રસ્તો રડતી આવી, ગાડી ગામમાં પેઠી સાસુ સસરાને-પતિને કાળું મો કેમ બતાવીશ એ વિચારથી હૃદયને આઘાત લાગતાં ફરી બેહોશ થઈ ગઇ. ગંગાનું ઘર આવતાં ત્રણ માણસોની મદદથી ઉતારી ઘરમાં સુવાડી. અનુશયાએ જણાવ્યું કે રસ્તામાં કોણ જાણે શાથી પણ વાઇ આવી ગયું છે."

અનુશયાના જવા પછી થોડીવારે તેણીને ભાન આવ્યું. સાસુએ કારણ પૂછ્યું ભળતોજ જવાબ આપી તબીયત ઠીક નથી કહી સુઇ ગઇ. તે રાત્રે પતિ સાથે સુતી નહિં.

રાત્રના બે વાગે ઉઠી. એક કાગળ પતિને ઉદ્દેશી લખ્યો તેમાં સઘળી હકીકત લખી. અને બીજી નિર્દોષ બાળાઓને એ જુગારની આગમાંથી બચાવવા માટે તે કાગળ તેનાં મરણ પછી પ્રસિદ્ધ કરવાની ભલામણ કરી. છેવટે લખ્યું હતું કે **"માત્ર એકજ પૈસાના જુગારે મારૂં સત્યાનાશ કહાડયું છે. મારા પ્રિય પતિથી જુદી કરી છે."**

---

(૫)

સ્હવાર પડયો. ગંગા હજી સુતી જ હતી. આઠ વાગતાં રમાને કાન્તને શક પડયો, બીજા ઓરડામાં સૂતી હતી ત્યાં જઈ ઉઠાડવા માંડયું પણ આ શું? શરીર બરફ જેવું થંડુ કેમ? શ્વાસ કેમ ચાલતો નથી? બા! બા! " કહી બૂમ મારી સહુ દોડી આવ્યાં. રાજારામ દેશાઇ ડૉકટરને તેડવા દોડયા. ઘર આખામાં ગભરાટ ફેલાઇ રહ્યો. ડૉકટરે આવી તપાસી અફીણના ઝેરથી મૃત્યુ થયું છે જાહેર કર્યું. રમાકાન્ત ડૉકટરનું કામ કરતો હતો. ઘરમાં થોડાં ઓષધો રાખતો કબાટમાં જોયું તો અફીણના અર્કની શીશી નહતી. તેના બીછાનાં નીચેથી નીકળી. આખી શીશી તે પી ગઇ હતી. તેણીની સાડીના છેડેથી કાગળ નીકળ્યો. ડૉકટરના રૂબરૂ તે વંચાયો તે કાગળમાં પતિએ જુગાર રમવાની ના કહી હતી ત્યાંથી કરીને મંદિરનાં પ્રસંગ સુધીનો ઇતિહાસ લખ્યો હતો. અને આખરે પવિત્ર સાસુ સસરા અને ઇશ્વર સ્વરૂપ પતિદેવને પતિત અવસ્થામાં કાળું મુખ નહિં બતાવવાના ઉદ્દેશથી સ્વેચ્છાથી ઝેર પી મૃત્યુ વ્હોરી લીધું છે એમ લખ્યું હતું.

જેમલ અને રાધા કાયદાનો ભોગ બન્યાં પણ હજુ ઇશ્વરના ઘરનો ન્યાય બાકી હતો. જગજીવન શેઠને ખબર પડતાં પૃથ્વી માર્ગ આપે તો પેસી જવા જેવું થયું સમાજમાં હલકાં પડયાં કુટુંબ સ્ત્રીઓને આપેલી છૂટને પરિણામે તે દહાડા પછીથી જગજીવન બ્હાર મુખ દેખાડી શકયા નહિં. જ્ઞાતિએ જ્ઞાતિ બહાર કર્યા.

રાજારામશેઠે પૂત્ર વધુના સ્મરણાર્થે એક વિશ્રામસ્થાન બંધા તેમાં એક શિલાલેખ કોતરાવી ચોડાવ્યો. તેમાં લખ્યું હતું કે:—

**માત્ર એકજ પૈસાના જુગારનું પરિણામ**

નીચે માત્ર નામો બાદ કરી એક પૈસાના જુગારે તે કુટુંબો કેમ સત્યાનાશ કહાડયું તેનો ઇતિહાસ કોતરેલો હતો.

સહુ કોઇ બેસવા આવતા, વાંચતા. વાંચી સ્વર્ગસ્થ પવિ આત્માને બે અશ્રુબિન્દુના અર્ધ્ય આપતા અને દરેક ના મુખમાંથે એક લાંબા નિશ્વાસની સાથે એ જ શબ્દો નીકળી જતા કે " જુગાર! માત્ર એકજ પૈસો!"